ॐ

श्री गुरवे नमः

# श्री नकलंक भजनमाला.

યોજક અને પ્રકાશકો,

સોમચંદ મગનલાલ

જેઠાનારામ છોટાલાલ.

ખંભાત.

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે છાપ્યું. ઠેકાણું. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી.

પ્રત ૨૫૦.

સંવત ૧૯૭૪. ઇ. સ. ૧૯૧૮.

કીંમત ૦-૨-૬.

ॐ

# श्री गुरुवे नमः

# श्रीनकलंक भजनमाला.

રાગ ગીતિ.

શ્રી ગણુપતિને સમરી, વંદન કરૂં પ્રેમથી કરજોડી,
સરસ્વતિને વિનવું, વસજો જીવ્હાએ દોડી. ૧
તેથી ગુણુ ગવાશે, રિદ્ધિ સિદ્ધિ પ્રસન્નતો થાશે,
અલ્પ મતિ છે મારી, જરૂર જડતા તેની તો જાશે. ૨
સિંદુરના શણગારો, કંઠે પુષ્પ હાર છે સારો,
સામગ્રી લાડુની, ગણેશ એ છે વિઘ્ન હરનારો. ૩
દયા કરીને દેવા, ઉત્તમ બુદ્ધિ સદા આપો અમને,
સોમચંદ કહે કરજોડી. વંદીએ સ્નેહે સર્વ સદા તમને. ૪

પદ. ૨. રાગ ગીતિ.

નકલંકને તમે ઓળખો, ખંભાતમાં આળીમાં રે છે,
મઢી મધ્ય બિરાજે, દર્શન સર્વને તો દે છે. ૧
સેવા કરવા આવ્યો, સંકટ મારાં સર્વને ટાળો,
સેવા કરૂં બહુ પ્રેમે, ચંદન, અત્તર, પુષ્પની માળા. ૨

સામગ્રી સેવાની, પૂજા પાત્રી બની છે સારી,
નૈવેદ ધૂપ દીપ તેવાં, મેવા મીઠાઇ ખાજાં ને ખારી. ૩
મનમાં હોંશ ઘણી છે, ગુણ ગાવા હું આવું છું નિત્યે,
કૃપા કરી તે માટે, બાળકને બુદ્ધિ આપો પ્રીતે. ૪
સોમચંદ કહે કરજોડી, માત પિતા સ્હાય કરો મારી.
તો શ્રી ગુણ ગવાશે, કુશળ સર્વનું હૃદયમાં ધારી. ૫

---

પદ. ૩ પૂજન વિધિ માનજો મમ માયા ( એ રાગ. )

પૂજન વિધિ માનજો શ્રી હરિ,
પ્રેમે પૂજા પાતરી લાવ્યો ધૂપ પ્રભુને પ્રેમે ચડાવ્યો:
બાળક દર્શન અરથે આવ્યો રે પૂજન વિધિ. ૧
પ્રેમે જળ ભરીને લાવું, હેતે હરિને હું નવરાવું,
પ્રીતે પીતાંબર પહેરાવું રે. પૂજન વિધિ. ૨
કરી ચાહ ચંદન ઘસી લાવ્યો, કુંકુંમ તીલક હરિને બનાવ્યું,
પુષ્પ હાર હરિને ચઢાવ્યો રે. પૂજન વિધિ. ૩
અબીલ ગુલાલ અતી ઉડાવ્યો, મેવો વિધવિધનો ધરાવ્યો,
દીપ ધૂપ ઘણો ત્યાં બનાવ્યો રે. પૂજન વિધિ. ૪
દાસ સોમચંદ કહે કરજોડી, પ્રભુ કલ્પના પૂરો નથી થોડી,
હું તો દરશને આવું નિત્ય દોડી રે. પૂજન વિધિ. ૫

---

પદ. ૪ થાળ ( રાગ ઉપરનો )

ભોજન મન ભાવતાં લ્યો શ્રી હરિ,
શીરો પુરી બનાવી સારી, ઘેબર લાડુ, જલેબીને ધારી;

પુરણ પોળી બનાવી સુખકારી રે. ભોજન મન. ૧
દૂધપાક અતી સ્વાદુ કર્યો છે સામગ્રીથી થાળ ભર્યો છે,
બાસુદી સહ શીખંડ ધર્યો છે રે. ભોજન મન. ૨
શાક સુરણનું છે બહુ સારૂં, ગલકાં, દૂધી ને રતાળુ,
આરીયાં તુરીયાનું રૂપાળું રે. ભોજન મન. ૩
દાળ તુવરનીમાં આદુ છે, ભાત કમોદ તણો સ્વાદુ છે,
દહીં ભાગી કરીને રાંધ્યું છે રે. ભોજન મન. ૪
પાપડ અથાણા અને વડી છે, વિધવિધની ચટણી પડી છે,
રાયતે તો રાય ચડી છે રે. ભોજન મન. ૫
પૂરણ પ્રેમ કરીને જમાડું, ઠંડું પાણી જુગતે પીવાડું,
દઉં કરમાં પાનનું બીડું રે. ભોજન મન. ૬
પ્રેમે પલંગપર પોઢાડું, વળી વીંજણે વાવલા ઢોળું;
પ્રભુ ચરણ કમલ ચિત્ત ચોડું રે. ભોજન મન. ૭
દાસ સોમચંદ કહે કરજોડી, હરિ નાખો તૃષ્ણા મુજ તોડી;
દેજો દરશન દાડી દાડીરે. ભોજન મન. ૮

---

## પદ. ૫. તિથિની આરતી.

જય જય નકલંક દેવ, શરણાંગત આવ્યો પ્રભુ (૨)
આપ ચરણમાં ચિત્ત, (૨) ઉલટભર લાવ્યો. જય જય. ૧
પડવે પૂરણ બ્રહ્મ, હરિ શરણે આવ્યો પ્રભુ (૨)
આપતણા ગુણ ગાઉ (૨) સહુને સુખ લાવો. જય. ૨
બીજે બાળક બુદ્ધિ, મારી બહુ થોડી પ્રભુ [૨]
નિત્ય ઉઠી ગુણ ગાતાં, [૨] નવ ઘો તરછોડી. જય. ૩

ત્રીજે ત્રિભુવન નાથ, ત્રૈગુણ્ય મોહ મમતા પ્રભુ [૨]
નડે નહિં નર તનને [૨] જુગદીશને જપતાં. જય. ૪
ચોથે ચત્રભુજ રૂપ, નકલંકનું દિસે પ્રભુ [૨]
સ્વામી દીનદયાળ [૨] સહુને મન હિસે. જય. ૫
પાંચમે પૂરણાનંદ, પાવન તો કરજો પ્રભુ [૨]
દાસતણા સહુ તાપ [૨] આપ હરિ હરજો. જય. ૬
છઠે છબીલા શામ, નકલંકને ભજતાં પ્રભુ [૨]
મૂકી સહુ છળભેદ [૨] જગ બુદ્ધિ તજતાં. જય. ૭
સાતમે સુંદિરશામ, કામ તજી ગાતાં પ્રભુ [૨]
જગના સઘળા જીવ, [૨] નકલંકમાં જાતા. જય. ૮
આઠમ અખંડ સ્વરૂપ, હરિવરનું જાણ્યું પ્રભુ (૨)
જે જન કરશે સેવ (૨) તેણે સુખ માણ્યું. જય. ૯
નોમે નવલ કિશોર, નવખંડમાં ભાળ્યા પ્રભુ [૨]
જ્યાં જોઉં ત્યાં આપ [૨] ભરપૂર છો વહાલા. જય. ૧૦
દશમે દયાળુ દેવ, દિલ શોધો મારૂં પ્રભુ [૨]
નથી પ્રકટતો પ્રેમ [૨] પથ્થર સમ ધારૂં. જય. ૧૧
એકાદશી આનંદ, સર્વને દર્શનનો પ્રભુ [૨]
શીખવો સંયમ શામ [૨] ઇન્દ્રિયને મનનો. જય. ૧૨
બારશે બાંધવ બેલ, છે બહુ બળ કરતા પ્રભુ [૨]
પાવન કરીને નાથ [૨] સહુના દુઃખ હરતા. જય. ૧૩
તેરશે ત્રિભુવનનાથ, તન મારૂં તલશે પ્રભુ [૨]
ત્રિવિધિ તાપથી બળતાં [૨] શાન્તિ તે કરશે. જય. ૧૪
ચૌદશે ચત્રભુજ રૂપ શોભા બહુ સારી પ્રભુ [૨]

સ્વરૂપ આપનું જોતાં [૨] વૃત્તિ ગઈ હારી. જય. ૧૫
પૂનમે પ્રભુજી પધાર્યા, પૂરણ પ્રીત જાણી પ્રભુ [૨]
કહે સોમચંદ કરજોડી [૨] ઓ ! સારંગપાણી. જય. ૧૬

## પદ. ૬. ભુજંગી છંદ.

સદા સર્વદા દાસ હું છું તમારો, દુઃખી દુષ્ટ સંસારથી સદ્ય તારો;
કીધો વાસ ખંભાતમાં ભક્ત કાજે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૧
ચડે પુષ્પને ધૂપ નૈવેદ દીપ, ગુલાલાબીલાદિ સુચંદન અનીપ;
પ્રભાતે હમેશાં વળી નિત્ય સાંજે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૨
સદા પાઠ જ્યાં બીજનો તો પૂરાય, રૂડું ધ્યાન નિશ્ચે ધણીનું ધરાય;
કરે દર્શનો લોક સૌ સિદ્ધિ કાજે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૩
ઘણાં લોકનાં દુઃખડાં દૂર થાયે, ધરી અંગ ઉમેદ ને સર્વ જાએ;
ભલો મંત્ર ત્યાં ચિત્ત ચોખે ભજે જે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૪
બનાવી મઢી છે ઘણી સુખકારી, મળે દર્શનાર્થે નરો સાથ નારી;
જહાં પાયમાં પ્રેમ આણી નમે છે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૫
મને દાસના દાસનો દાસ જાણી, કરો સહાય સંસારમાં ચક્ર પાણી;
ભણે સાંભળે તે તણાં પાપ દાઝે, અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૬
ધરો વિનતી આઉરે સોમચંદ, કરો સેવકોના સહુ દૂર દ્વન્દ્વ;
કરૂં પ્રાર્થના ક્યાં બીજે જઈ હું આજે અખંડ પ્રભુજી મઢીમાં બિરાજે. ૭

## પદ. ૭. રાગ ઉપરનો.

તમે એક છો સૃષ્ટિના સર્જનારા, તમે આશ દાસોતણી પૂરનારા.
મને ભક્ત પોતાતણો પૂર્ણ સ્થાપો, કૃપાસિંધુ મારૂં મહા કષ્ટ કાપો. ૧

અતી પાંપથી છે ભર્યો પીંડ મારો, અમીદષ્ટિ નાંખી સહુ સઘ ટાળો;
તમારા વિના કોણ ટાળે ત્રિતાપો, કૃપાસિંધુ મારૂં મહા કષ્ટ કાપો. ૨
કરૂં આપ પૂજા પ્રભુ પૂર્ણ પ્રીતે, સદા પુષ્પ ચંદન લઈ એજ રીતે;
પૂરો પ્રેમ આણી મતિ શુદ્ધ આપો, કૃપાસિંધુ મારૂં મહા કષ્ટ કાપો. ૩
અહીં દર્શને લોકના થોક આવે, દીવા ધૂપને પુષ્પના હાર લાવે
દયા દીલ લાવી શિરે હાથ સ્થાપો, કૃપા સિંધુ મારૂં મહા કષ્ટ કાપો. ૪
હરિ પાસ દેવી દિસે બહુચરાજી, ઘણા દીપ દેખી રહ્યાં દિલરાજી
દીસે માતની આંગી નિત્યે નવીતો, કૃપા સિંધું મારૂં મહાકષ્ટ કાપો. ૫
તમે છો હરિ તેજના બંબકાર, કરો દૂર ભકતો તણો અંધકાર
જપે બાળ ભેળાં મળી આપ જાપો, કૃપાસિંધું મારૂં મહાકષ્ટ કાપો–૬
ઉરે આ વિનંતી ધરો સોમચંદ, અમો ભકતના ટાળવા જગત ફંદ
ભણે સાંભળે તેહને સુખ આપો, કૃપાસિંધું મારૂં મહાકષ્ટ કાપો–૭

---

પદ. ૮ ( માણીગર મહેલે પધારો. એ રાગ)
તને મળશે અખંડાનંદ સખિતું શીદ અકળાએ
તારા ટળશે આભવફંદ સખિતું શીદ અકળાએ

**સાખી.**

નવકર ચિન્તામન અતિ, શાન્તિથી સુખ થાય
મળશે હરિ શાન્તિ થકી, તારૂં કારજ ત્યાં સરી જાય. સખીતું. ૧

**સાખી.**

સામગ્રી પૂજા તણી, કરી રાખો તૈયાર
નકલંકનો પધારશે, પૂજી લેવા રહે હુશિયાર. સખીતું–૨

### સાખી.

ધસ ચંદન કુંકુંમ અગર, લાવ પુષ્પના હાર
નૈવેદ લાવી રાખતું, હરિ આવીને કરશે અહાર–સખીતું. ૩

### સાખી.

ગાય શીખીને સાંભળે, વૈકુંઠ થાયે વાસ
સોમચંદ કેરી વિનતિ, પ્રભુ પુરો અંતર આશ સખીતું. ૪

---

### પદ–૯. (શ્રીજગતપતિ એરાગ)

અખંડાનંદ પ્રભુ આપો સન્મતિ
આપવિના સંસારમાં ક્યાં છે. સદ્દગતિ–ટેક.
શોભા થાએ મઠી મધ્યે જોવા સહુકો જાય
દર્શન કરતાં મનડું ઠરતાં પ્રલય પાપનો થાય. અખંડા–૧
જે કોઈ આવી શિશ નમાવી સ્મરે આપનું નામ
તે સૌ જનનાં પૂરણ રીતે આપે કીધાં કામ. અખંડા–૪
તમે પાળકને હું છું બાળક કરજો મારી સહાય
પ્રસાદ પૂરો પામી આપનો સોમચંદ ગુણગાય. અખંડા–૫

---

### પદ. ૧૦ રાગ–લાવણી.

મળી સેવક સંધ્યા સમય દર્શને જાવું.
જઈ સઘળાએ નકલંક તણું ગીત ગાવું. ૧
સજી ત્યાં સર્વે ઠાઠ પાઠ બીજનો પૂરી
ધરવું હરિ હરનું ધ્યાન જાયમતિ બૂરી. ૨
અપવાસ કરીને પાઠ મહિં શું કરવું.

વિધિ તે હું કહું છું પ્રથમ ધ્યાનતો ધરવું. ૩
ચંપો ચંએલી ગુલાબ પુષ્પ જ્યાં ચડતાં
જુઇ જાયને તુલસીપત્ર પાદમાં પડતાં ૪
પ્રભુ પુત્ર અને પરિવાર સહુને આપે
બહુ દુઃખીયાં જનનાં દુઃખતુર્ત તે કાપે. ૫
આ સોમચંદની વિનતી હૃદયમાં ધારી
હરિ દર્શન દેજો નિત્ય જાઉં બલિહારી. ૬

---

પદ. ૧૧ ( રાગ બોડાણો દ્વારકાથી એ રાગ )

ખંભાત શહેર રૂડું ઠામ, આળી મધ્યે જો મુકામ
મહાત્મા મલુકગરનો ધામ. નકલંક હરિ– ૧
મઢી મધ્યે સુંદિર શ્યામ, દીવો બળે આઠે યામ
દર્શન કરે બધું ગામ, નકલંક હરિ– ૨
ગાદી કેરૂં એછે ગામ, ગાદી નાંખી તેણે ઠામ
અખંડાનંદનો ધામ. નકલંકહરિ– ૩
સામો નીલકંઠ ધામ, સમાધિઓ તેણે ઠામ
પૂજા દીપ ધૂપ રામ, નકલંક હરિ– ૪
સેવકો બહુ ભેળા થાય, પ્રકાશ ત્યાંતો પૂરાય;
કોળી પાવર વરતાય. નકલંકહરિ. ૫
સેવક સર્વે ભેળા થયા, મલુકગરને શરણે ગયા;
નમી આશીર્વાદ લહ્યા. નકલંકહરિ. ૬
મહાત્મા બોલ્યા તેણે ઠામ, સુણો સેવકો તમામ;
લાવો સમાધિ હુકમ. નકલંકહરિ. ૭

સેવક સર્વ વિદાય થયા, રાજ દરબારે ગયા;
હુકમ ત્યાં માગી રહ્યા. નકલંકહરિ. ૮
બોલ્યા નવાબ સરકાર, એવું કોણ કરનાર;
તેને રોકોને આ વાર. નકલંકહરિ. ૯
સેવકો સહુ પાછા વળ્યા, મલુકગરને ચરણે પડયા;
હુકમમાં વિઘ્ન નડયાં. નકલંકહરિ. ૧૦
મલુકગર કહે તે ઠામ, સુણો સેવકો તમામ;
પંડે જઇને કરશું કામ. નકલંકહરિ. ૧૧
મહાત્મા હતા બિમાર, તોએ ઉઠયા તેણીવાર;
ગયા રાજ દરબાર. નકલંકહરિ. ૧૨
નવાબ તો વિસ્મય થાય, મલુકગરને કહેવાય;
કરો અપરાધ ક્ષમાય. નકલંકહરિ. ૧૩
બહુ વાજીંત્રો ત્યાંથી દીધાં, પૂજાપાત્રી સરવે લીધાં;
હુકમ દઇને કારજ કીધાં. નકલંકહરિ. ૧૪
સંવત અઢારને કાળ, ઓગણસાઠ કેરી સાલ;
શુભ શ્રાવણ માસ ચાલ. નકલંકહરિ. ૧૫
સુદિ ચૌદશ સોમવાર, દિવસે મધ્યાન્હકાળ;
મલુકગર સમાયા સાર. નકલંકહરિ. ૧૬
દુદુંભીના નાદ થાય, પુષ્પવૃષ્ટિ પણ થાય;
જયજય ધ્વનિ ગાય- નકલંકહરિ. ૧૭
ગાયત્રી ઘણી જપાય, નકલંક ગુણ ગાય;
લોકો દરશને જાય. નકલંકહરિ. ૧૮
કહે સોમચંદદાસ, પ્રભુ આપ રાખો પાસ;
પૂરો સહુ કેરી આશ. નકલંકહરિ. ૧૯

### પદ ૧૨. ( રઘુપતિ રામ રૂદયમાં—એ રાગ ).

ભજો અખંડાનંદને સહુ ભાવેરે, ટેક.
દુઃખ દરિદ્ર નજરે નવ આવે. ભજો. ટેક
સખી કારતકે હું કરજોડીરે, મારે દુઃખ રહ્યાં સહુ દોડીરે;
મન ભમતું તોયે ત્યાં જોડી. ભજો. ૧
સખી માગશરે મન મારૂં મોહ્યુંરે, હરિસેવામાં ચિત્ત પ્રોયુંરે;
દીપ ધૂપ ધરીને તે જોયું. ભજો. ૨
સખી પોષે તે પૂરણ પ્રીતિરે, નૈવેદ મુખવાસની રીતિરે;
કરી સેવા ધરીને નીતિ. ભજો. ૩
સખી મહા મહિનો કહેવાયોરે, બીજતણો સમયો આવ્યોરે;
ઘણા સેવકનો મેળો ભરાયો. ભજો. ૪
સખી ફાગણે આવી છે હોળીરે, સામી ઉભી સેવકોની ટોળીરે;
ઉડે રંગ ગુલાલની ઝોળી. ભજો. ૫
સખી ચૈતરે ચિન્તા ઝાઝીરે, લાવું સામગ્રી સહુ તાજીરે;
હરિ આરોગે થઈ રાજી રાજી. ભજો. ૬
સખી વૈશાખે વળગી રહુંછુંરે, હુંતો હરિનાં ચરણો ચહુંછુંરે;
નિત્ય ગુણ તે ગુરૂજીના ગાઉંછું. ભજો. ૭
સખી જેઠે તે ઝાઝી જુક્તિરે, સહુ સેવક માગે છે મુક્તિરે;
ઇચ્છે મન વશ કરવાની યુક્તિ. ભજો. ૮
સખી અષાડે આવ્યો આરોરે, લાગ્યો ભવસાગર આ ખારોરે;
મારો સફળ થયો જનમારો. ભજો. ૯
સખી શ્રાવણે શોભા સારીરે, હીંચે હીંડોળે વનમાળીરે;
દેખી હરખે નરને નારી. ભજો. ૧૦

સખી ભાદરવે ભય ભાગ્યોરે, હરિ હીરો તે હાથમાં લાગ્યોરે;
કહો કેમ કરી જાએ ત્યાગ્યો. ભજો. ૧૧
સખી આશોએ આનંદ હેલીરે, હરિ દર્શને મરજાદા મેલીરે;
હુંતો ગિરિધર જોઇ થઈ ઘેલી. ભજો. ૧૨
સખી પૂરા થયા બાર માસરે, ગાયે તેની પૂરી થાએ આશરે;
કરજોડી કહે સોમચંદદાસ. ભજો. ૧૩

---

## પદ ૧૩ ( બેડો બાઇ બુડતો. એ રાગ )

બેડો પ્રભુ બૂડતો તારોરે, નકલંક પ્રભુ પાર ઉતારોરે; ટેક.
પરભવની હું વાત ન જાણું, આ ભવે આવ્યો અવતાર.
નવ મહીના ગર્ભવાસમાં રહ્યો, બુરા થયા મારા હાલ. બેડો. ૧
ઊંધે મુસ્તકે રહ્યો ટીંગાઇ, જપ્યો અસંખ્ય હું જાપ;
જમરાજાને જ્યારે દયા આવી, ત્યારે જામીન કીધા આપ. બેડો. ૨
બાળપણામાં બેભાન થઇને, ભજ્યા નહિ ભગવાન;
રમત રમતા ખોઇ અવસ્થા, ગણાયો ત્યાં નાદાન. બેડો. ૩
જુવાનીમાં મદ થાય ઝાઝો, કહ્યું કોઇનું નવ થાય;
સંસાર વૈભવમાં ભરાઇ બેઠો, એળે અવસ્થા જાય. બેડો. ૪
જો જાણે તો જુવાની માહિ, જન હરિ ભક્તિ કમાય;
એક ચિત્તે સમરણ થાયે તો, જગનાં દુઃખો જાય. બેડો. ૫
ઘડપણ આવ્યે લાકડી ટેકો, ને ઝાઝા હુંકારા ખાય;
બાળ બચ્ચાંને રમાડવામાં, દહાડા ડોસાના જાય. બેડો. ૬
આયુષ્ય એમ કરી ગયું આખું, તેડવા આવ્યા જમ;
સગા વહાલાં સહુ વીંટાઇ બેઠાં, મરતાં મુઝાયે મન. બેડો. ૭

મનુષ્ય દેહ દેવતાને દુર્લભ, ભજન કરે ભય જાય;
સોમચંદ કહે હરિ ભજી લ્યો, સંસાર તરી જવાય. બેડો. ૮

---

પદ ૧૪ ( ગરૂડ ચડી આવજો. એ રાગ )

પ્રથમ સરસ્વતી ગુણપતિ ગાઇએ, નકલંકને વધામણું દઈએ;
પગપૂજીને પાવન થઇએ, વધામણું મોકલો અખંડાનંદને. ૧
સરવે સેવક ભેળા થઇને, પૂજા સામગરી સહુ લઇને;
પ્રભુજીના ધામવિષે હેતે જઈને, વધામણું મોકલો. ૨
પરથમ ગણુપતિને પાય લાગું, સેવા કરી માગીને હું માગું;
ગુણ ગાઇને સંકટ ત્યાગું, વધામણું. ૩
મલુકગર ચરણોમાં ચિત્ત લગાવું, કરી સેવા શરીરથી પાવું;
ગુણ ગાવા હમેશ હું આવું, વધામણું. ૪
પછી સેવા નકલંકની કરીએ, પુષ્પ ચંદન લઇ શિર ધરીએ;
મેવા નૈવેદના થાળ ભરીએ, વધામણું. ૫
બીજ વ્રત્ત જે ભાવે કરે છે, અખૂટ ભંડાર હરિ તેના ભરે છે;
તેનાં સરવે તે દુઃખ હરે છે. વધામણું. ૬
બીજે પાઠ હમેશ પૂરાય, ત્યારે સેવક ભેળા થાય;
કરી દર્શન મન મલકાય. વધામણું. ૭
સંધ્યા સમયે આરતી થાય, સેવક સંગે મળી ગુણગાય;
ત્યારે દર્શન નકલંકના થાય. વધામણું. ૮
સોમચંદ કહે કર જોડી, આવો દરશને સહુ જન દોડી;
આ છે ભવસિંધુ તરવાની હોડી. વધામણું. ૯

---

## પદ ૧૫ રાગ ધન્યાશ્રી.

પ્રેમથકી વશ થાય અખંડાનંદ પ્રેમથકી વશ થાય. ટેક.
પ્રેમ હતો જો દેવદેમાતાને, નકલંક પ્રસન્ન થાય. અખંડા. ૧
પ્રેમ હતો જો વિદુરનારીને, રહી ન શુદ્ધ શરીર. અખંડા. ૨
પ્રેમ હતો જો તોળલ સતીને, જેસલ કીધો પીર. અખંડા. ૩
પ્રેમ હતો જો રૂપા સતીને, ફુલડે ભરાણી છાબ. અખંડા. ૪
પ્રેમ હતો જો મંદોદરી સતીને, નીરખ્યું હરીનું આબ. અખંડા. ૫
પ્રેમ હતો જો મીરાં બાઈને, વિશનું અમૃત કીધું. અખંડા. ૬
પ્રેમ હતો જો રોહિદાસને, શ્રીફળ હાથોહાથ લીધું. અખંડા. ૭
પ્રેમ હતો જો નરસીંહમેતાને, કેદારો લાવ્યા મધરાત. અખંડા. ૮
પ્રેમ હતો જો સાલાસુજાને, દ્વારાનો કીધો ઘાત. અખંડા. ૯
સોમચંદ કહે હરિને ભજી લ્યો, ભવની ભાવટ જાય. અખંડા. ૧૦

---

## પદ ૧૬ રાગ ઉપરનો.

નમન કરૂં આ વાર અખંડાનંદ નમન કરૂં આ વાર.
આ ભવ ભય હરનાર. અખંડા. ટેક.
શી રીતે નીરખું શોભા તમારી, લીલાનો નહિ પાર. અખંડા. ૧
સેવક સરવે આવીને ઉભા. દર્શન કરવા દ્વાર. અખંડા. ૨
કામી ક્રોધી લોભી હું છું, પડયો મોહ જંજાળ. અખંડા. ૩
માટે તમારે શરણે આવ્યો, આપો શાન્તિ અપાર. અખંડા. ૪
સોમચંદ કહે અરજ કરૂં છું, સુણજો આ પોકાર. અખંડા. ૫

---

## પદ—૧૭ ક્ષત્રિયકલંક.

લાગું પ્રેમે નકલંકનેપાય. અરજમારી ઉરધરોરે.
છો અખંડાનંદ સુખદાય, સેવકનેતો સુખ કરોરે. ૧
ધરૂં આપ ચરણનું ધ્યાન, અરજી મારી ઉરધરોરે.
રહે સંકટનું ન નિશાન, સેવકને તો સુખકરોરે. ૨
છે ખંભાતમાંહે તમ વાસ, અરજ મારી.
કરો સબળ શત્રુનો નાશ. સેવકને તો. ૩
છે પશ્ચિમ દિશા સન્મુખ. અરજ મારી.
કાપી નાખોને સમૂળાં દુઃખ સેવકને તો. ૪
પામી સત્સંગ આપગુણ ગાઉં અરજ મારી.
ઘણી મહેરથી ઓશીઆળો થાઉં સેવકને તો. ૫
કરે ભક્ત ભેળા થઇને ભજન અરજ મારી;
રહે જો દાસની ઉપર પ્રસન્ન. સેવકને તો. ૬
કહે બધા મળીને આવાર. અરજ મારી.
હરિ શરણે આવ્યા બાળ. સેવકને તો. ૭
નાના મોટા આવીને લાગે પાય. અરજ મારી.
સૌના અંગે ઉમંગન માય. સેવકને તો. ૮
પૂરો સર્વના મનના કોડ. અરજ મારી.
નમું અંતરમાં બેઉ કર જોડ સેવકને તો. ૯
નમી જાચું જરૂર જગદીશ, અરજ મારી.
કહે સોમચંદ નામી શીશ, સેવકને તો. ૧૦

### પદ-૧૮ રાગધન્યાશ્રી.

તું મારો આધાર અખંડાનંદ તું મારો આધાર.
કરજો મારી વહાર અખંડાનંદ. ટેક—
જ્યાં જોઉં ત્યાં આપની લીલા અકળગતિ આકાર, અખંડા-૧
રૂપ રંગને લક્ષ્મીના લોભી જગજનનો વ્યવહાર, અખંડા-૨
સંકટ વિકટ સહુ કાપીને, કરોને સુખની ધાર. અખંડા-૩
અભય અચળ પદ આપતણું છે. તે મારો આધાર; અખંડા-૪
અપરાધો મુજ માફ કરીને, તારો ભવસંસાર, અખંડા-૫
મન ગમતાં અમે લાડજ કરીએ, દુઃખ ન દેશો લગાર. અખંડા-૬
સોમચંદ કહે ચરણે વસીને, સહુની લ્યો સંભાળ. અખંડા-૭

---

### પદ ૧૯ રાગ પ્રભાત.

કોણુ રે સમો હરિ આવીઓ, મારી સહાય જ થાજો,
અની હાંરે મારી સહાયજ થાજો.—ટેક.
રૂપાદે મન વિચારતા મારે દર્શને જાવું અની હાંરે મારે,
માલદે મારી કેડે પડયાં હરિ શરણે આવું. કોણુ રે. ૧
માલદે મન વિચારતાં, કેમ કરી નિદ્રા નાવે અની હાંરે,
આંગળી છેદીને સુઇ રહ્યાં, જેથી નિદ્રા નાવે. કોણુ રે. ૨
મધ્ય રાત્રે સતી ચાલીયાં, આવ્યાં છે દરવાજે,
માલદે ઉઠી કેડે પડયા, ચર્ચા જોવા કાજે. કોણુ રે. ૩
સતીએ દરવાનને પૂછીયું ભાઇ દરવાજો ખોલો,
દરવાન કહે સતી કુંચીઓ માલદે પાસેથી લ્યો. કોણુ રે. ૪
ર રે અલખ આરાધીઆ તાળાં દીધેલ પડીઆં,

ત્યાંથી રૂપાદે ચાલીયાં દેવ દરબારે અડીઆં. કોણ રે. ૫
ગત ગંગામાં આવીને લાગ્યાં ગુરૂજીને પાય,
ગતમાં કોળી વરતાવીને સતી આજ્ઞાથી જાય. કોણ રે. ૬
માલદે એ મોજડી ચોરી લીધી, લઇને પાછા વળીઆ,
આવી રસ્તે ઉભા રહ્યા, ખડગ તાણીને ધરીઆં. કોણ રે. ૭
સતી તુરત સમજી ગયાં લાગ્યાં નકલંકને પાય,
સર્વ ગતને નમસ્કાર હો, છેલ્લા પ્રણામ થાય. કોણ રે. ૮
ગુરૂએ આશીશ આપી અતી, સતીએ અલખ સંભાર્યા,
ઉતરી આકાશેથી મોજડી સતી લે ઘેર ચાલ્યા. કોણ રે. ૯
સાંકડી શેરીએ ઉભા માલદે ખડગ તાણી ચોધારૂં,
આજને દિવસ સાચું બોલજો, નહિ તો ગરદન મારૂં. કોણ રે. ૧૧
માની છે મેં શિવની માનતા ફુલડાં લેવાને ગઇતી,
માલદે એ છેડો ઊંચો કર્યો, છાબ પુષ્પે ભરીતી. કોણ રે. ૧૧
આ જોઇ માલદે પાયે પડયા મુને દર્શન દેજો,
કરજોડી સોમચંદ વિનવે, પ્રભુ સહાય થાજો. કોણ રે. ૧૨

---

## ગરબી ૧ ( રાગ રઘુપતિનો )

ભજો અખંડાનંદને સહુ ભાવે રે,
દુ:ખ દારિદ્ર નજરે ન આવે. ભજો—ટેક.
અખંડાનંદ દીન દયાળરે, કરે સેવકની રખવાળરે
કહેવાય ભકત તણા પ્રતિપાળ. ભજો-૧
દીવસ બીજનો આજ કહેવાયરે, પ્રભુજીનો પાઠ પુરાયરે;
અંહીં ભગતો ભેળા મળી ગાય. ભજો-૨

મોહ માયા કામ ક્રોધ મારે રે. તે તો નિશ્ચે વૈકુંઠ સિધાવેરે
નિજ જન્મ મરણ સંહારે. ભજો-૩
ભકતવત્સલ છે ભગવંતરે. આણેસેવક દુ:ખનો અંતરે
અખંડાનંદ મહિમા અનંત. ભજો-૪
સંસારમાં જે સરસો રહેશેરે મનથી શ્રી હરિ સ્મરણ કરશેરે
તેનો દાસ હરિતણો તરશે. ભજો-૫
કરજોડી કહે જેઠાલાલરે, કાને ધરો વિનંતી સ્યામરે;
મને પ્રિય પ્રભુજીનું નામ: ભજો-૬

---

## લાવણી. ૨

ઓ અખંડાનંદ મહારાજ કહું કરજોડી,
અંતર્યામીહું અજાણ મતિ મમ થોડી:
મને કાવ્ય કર્યાની હોંશ છે બહુ ભારી,
કરી મહેર તમે મહારાજ આશ પૂરો મારી.
આપ વસ્યા મઠી મોઝાર શોભા બહુ સારી,
સાથે છે બહુચર માત જાઉં બલિહારી:
સહુ દેવનાં સુંદિર ચિત્ર રહ્યાં જ્યાં શોભા,
ગુણ ખાણ અખંડાનંદ રહ્યું દિલ લોભી.
ધનપુત્ર અને પરિવાર પ્રભુ આપો છો,
જગનાં લોકોનાં કષ્ટ સહુ કાપો છો:
ગાંડો ઘેલો સેવક હુંય અપરાધી જાણી,
કરો દયા દયાળુનાથ મેહેરમન આણી.
છે આપ તણો આધાર મને બહુ ભારી,

અખાડાનંદ વિણ શકે કોણ ઉગારી;
કરે વિનતી જોઇતારામ હૃદયમાં ધરજો,
જાણી બાળક સંકટ સહુ હેતથી હરજો.

---

## ગરબી ૩.

અખંડાનંદરે છો તમે દીનદયાળ,
કરો સેવકની રખવાળ;
ચડે નિત્યે રે ચંદન પુષ્પનાહાર,
થાયે આરતી સાંજ સવાર.—ટેક.

**ઝુલ.**

સહુ પ્રાણીનાં સંકટ કાપો રે.
પુત્ર અને પરિવાર આપો રે;
મુને પોતાનો કરીને સ્થાપો રે,
કૃપા કરીને રે, ટાળો ત્રિવિધિના ઝાળ.
કરો સેવકની રખવાળ.—

આવે પાસે રે તમ શરણે બહુ પ્રાણી,
ઘણી ઉલટ મનમાં આણી;
તેના ઉપરરે રાખજો મહેરબાની,
નિજ બાળક મનમાં જાણી.

**ઝુલ.**

સહુ જનનાં ભાંગો છો દુઃખ રે.
રાખી હસતાં સેવકનાં મુખ રે;
દરશનથી દયો છો સુખ રે,

અલબેલા રે, છો તમે દીનદયાળ.

કરો સેવકની રખવાળ.—૨

દીસો છો રે અખંડાનંદ અર્હંત,
ભક્ત રક્ષણ જેને ચિત્ત;
આપ મહિમારે જાણે કોઇ સંત,
મહાનનુ ભાવના અંત.

ઝુલ

રક્ષા સેવક સર્વની કરજોરે,
સૌના અખૂટ ભંડાર ભરજોરે;
રૂદયા સાથે વિનંતી ધરજોરે
કરજોડીરે કહે જોષતારામ બાળ.

કરો સેવકની રખવાળ.—૬

## ગરબી. ૪. ધન્યાશ્રી.

નકલંક દીન દયાળ. દયાળુ પ્રભુ નકલંક દીન દયાળ. ટેક
સેવક સરવે શરણે આવ્યા, રાખો તેની સંભાળ. દયાળુ. ૧
શરણાંગતની સહાય કરીને, કરો કરૂણા કૃપાળ. દયાળુ. ૨
રહો પ્રસન્ન પ્રભુ નિત્ય અમોપર, ભાગી ભવ જંજાળ. દયાળુ. ૩
વળી વળી ને હું પાપે પડુંછું, સેવક જન પ્રતિપાળ. દયાળુ. ૪
જોષતારામને હવ ન જંતાઇએ, ક્રૂર કાળની ઝાળ. દયાળુ. ૫

## આરતી.

જયદેવ જય નકલંક દેવ, ગુણ ભક્તો ગાવે પ્રભુ [૨
જોડી બન્ને હાથ [૨] નમીએ અતિ ભાવે. જય. ૧

આદિત અખંડાનંદ, સહુ મનમાં ભાવ્યા પ્રભુ; (૨)
દર્શનથી દુઃખ ટળતાં (૨) સુખ સંપત્તિ આવ્યાં. જય ૨.

સોમે શંકર દેવ, આરાધું તમને પ્રભુ; (૨)
અખંડાનંદ અદ્વૈત [૨] શાન્તિ દ્યો અમને. જય. ૩

મંગળવારે શુભ તમ શરણે આવું પ્રભુ; (૨)
કૃપા કરો મહારાજ [૨] ગુણ પ્રીતે ગાઉં. જય. ૪

બુધવારે છું બાળ, એવું મન ધરજો પ્રભુ; [૨]
દોષ અમારા હોય [૨] તે સૌ દૂર કરજો. જય. ૫

ગુરુવારે ગુરૂ જ્ઞાન, અમને અતી આપો પ્રભુ; [૨]
અષ્ટ સિદ્ધિ નવ નિધિ (૨) કષ્ટ દુઃખડાં કાપો. જય. ૬

શુક્રવારે શ્યામ, સાહાયક સહુ જનના પ્રભુ; [૨]
પૂરજો પ્રભુજી કોડ [૨] દાસતણા મનના. જય. ૭

શનિવારે મહારાજ, અમ સંકટ હરજો પ્રભુ; [૨]
જોડતા રામની અર્જ (૨) અંતરમાં ધરજો. જય. ૮

**સમાપ્ત.**

# કાંઈક વક્તવ્ય.

યથાર્થ રીતે વિચાર કરતાં પ્રભુ પ્રેરણાથી થએલાં પ્રસ્તાવનારૂપે અર્પણપત્રિકાની અગત્ય નથી તોપણ અ અંતરના બે શબ્દો અત્રે જાહેર કરીએ તો અસ્થાને ન

આજકાલ અમે કવિ નથી એવો લખવાનો રીવાજ પ છે. પણ તે પ્રથાને ન અનુસરતાં ખરીજ વાત લખીએ અમે કવિ નથી એટલુંજ નહિ પણ સારૂં ભણેલાએ નથી. અખંડાનંદ—નકલંક—પરની અમારી કાલીઘેલી ભાવનાથી આવ્યા તેજ અમે લખ્યા છે. તો ગુણજ્ઞો માત્ર અમારા જોઈ પ્રભુ નામનો સારજ ગ્રહણ કરશે. એટલું જણાવી અ પૂરી કરીએ છીએ.

કોઈ જગ્યાએ શબ્દ કે અક્ષરની ભૂલ રહી હોઈ તે વાંચશો. સુજ્ઞોને વધારે સૂચનાની જરૂર નથી.

સંવત ૧૯૭૪ જનમાષ્ટમી
ખારીકોઠની ગેટ સામે.
મુ. ખંભાત.

અમો છીએ
નકલંકના સે
સોમચંદ અને જો

---